શિશુ સાહિત્યમાળા પુષ્પ ૨૪મું.

# નવી
# ઇસપ નીતિ

લેખક
ગિજુભાઇ.

પ્રકાશક :
જેચંદ તલકશી એન્ડ સન્સ,
એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઇ.

કિંમત ૦-૩-૬.

# કલાનું પ્રદર્શન.

એક રાજા, રજપૂતાણી, વાણીઆણ, નાગરાણી અને બ્રાહ્મણી પરણ્યા પછી એક વાઘરણને પણ પરણ્યો.

વાઘરણની પાછળ એનું કસળ્યું કુટુમ્બ રાજમાં ગોઠવાયું, અને જામી ગયું.

રાજની રીત એવી કે રાજભવનમાં દર વર્ષે રાજ આખાની કલાકૃતિઓનો મેળો ભરાય.

મેળો ભરવાનો દિવસ નજીક આવ્યો. વાઘરણ અને તેના કુટુમ્બીઓને થયું, "આ આપણે કહીએ છીએ એનાથી

વધારે સારી બીજી કઈ ચીજો છે? એનો જ મેળો ભરાવોને!”

રાજ આખામાંથી સુંથિયાં, સાવરણાં, ઈંઢાણીઓ, સુંડલા અને ભાત ભાતનાં દાતણ, દાતરડાંઓ રાજમહેલમાં આવીને ગોઠવાયાં.

રાજના શ્રેષ્ઠ કલાકારે બહુ કશબથી તેને આકર્ષક રીતે ગોઠવ્યાં, અને આજુ-બાજુ જાતજાતની રાંગોળિઓ પૂરી.

પ્રદર્શન ઊઘડ્યું. રાજા, પ્રધાનો અને પ્રજાજનો, રાજની કલાકૃતિ નિરખવાને માટે અંદર પેઠાં. અઢાર જાતનાં દાતણ, સત્તા-વીશ જાતનાં સુંથિયાં, પાંત્રીશ જાતની ઈંઢાણીઓ વગેરે ઉમદા કલાકૃતિઓ જોઈને હેરત પામ્યા.

પ્રદર્શન જોઈને સૌ સૌને સ્થાને ગયાં.

રાતે રાજાએ પ્રધાનને બોલાવીને કહ્યું, "આ આખું પ્રદર્શન વાઘરી રાણીને ભેટ આપી, તેના કુટુમ્બ સાથે તેને પિયર વિદાય કરો."

# દિલ્હીના ગાડીવાળા

ગધેડો અને ઘોડો મુસાફરીએ ચાલ્યા. ટિકીટો કઢાવી ગાડીમાં બેઠા બેઠા દિલ્હી શહેરમાં પહોંચ્યા.

કહે છે કે દિલ્હીના ગાડીવાળા પહોં-ચેલા.

ઘોડો તો ચતુર અને અગમચેતી. તેણે એક આનો અને બે આનાથી જ વાત કરવા માંડી. ગાડીવાળો કહે 'જી હજુર, એટલા પૈસામાં નહિ બને.'

આખરે રકઝક કરતાં ફૉર્ટ જવાના આઠ આના ઠરાવ્યા.

બન્ને જણા ગાડીમાં બેઠા અને ગાડી ચાલી.

રસ્તામાં ગધેડો કહે, "આઠ આનામાં તો ગજબ સસ્તું. આપણે ત્યાં તો અહીંથી તહીં જરાક જઈએ, ત્યાં તો આઠ આના સ્હેજે પડે છે. ફૉર્ટ તો હજી કેટલોયે આઘો છે."

ગાડીવાળો ગધેડાની મૂર્ખાઈ પામી ગયો. રસ્તામાંજ ગાડી ઊભી રાખી તેણે કહ્યું, "દેખો ભૈયા, અબ ઊતરજાના. એ તો મેરા કહેનેમેં જરા ગલતી હુઈ. ફૉર્ટ તક કા તો દેઢ રૂપિયા પડેગા.

ઘોડાએ રકજક કરવાની શરૂઆત કરી, પણ ત્યાં તો ગધેડાએ કહ્યું, "હું કહેતો

જ હતો, કે આટલું થોડું ભાડું ફૉર્ટ સુધીનું હોઈ શકે નહિ. ગાડીવાળો ત્યારે જ આગળ ચાલ્યો, જ્યારે ઘોડાએ દોઢ રૂપિયો આપવાની હા પાડી.

# જેની જેવી લાયકાત

સતયુગમાં તો ગધેડાઓ પણ ઘોડા સાથે ચરતા, અને લીલું મજાનું ઘાસ ખાતા.

પણ સતયુગ ચાલ્યો ગયો ને કલિયુગ બેઠો. કલિયુગ બેસતાની સાથે જ, તેણે પોતાનો પ્રભાવ બતાવ્યો.

તેણે હુકમ કાઢ્યો. 'તમામ ઢોરને સૂકું સડેલું ઘાસ નાખો. કલિયુગમાં તો દુકાળો પડવાના, અને ઘાસનું તણખલું પણ નહીં મળવાનું.

ઘોડાને, હાથીને, ગાયને સૌને સૂકું સડેલું જૂનું ઘાસ નીરવામાં આવ્યું. તેમને

મોટામોટા ઉકરડા ચરી ખાવાને બતાવી દીધા.

આજ દી સુધી, સુખે રહેલા હાથી-ઘોડાએ વિચાર કર્યો. 'આ તો સહન નહિ થાય. ઉકરડો ચરીને અહીં રહેવું તેનાં કરતાં તો જંગલોમાં જવું વધારે સારૂં.'

એક રાતે તેઓ જંગલો તરફ ચાલ્યા ગયા. સવારે હાથીશાળામાં, ઘોડાહારમાં અને ગૌશાળામાં ક્યાંઈ પ્રાણીઓ ન મળે. કલિયુગ ચારેકોર તપાસ કરવા નીકળ્યો. ઉકરડા ઉપર ચરતા ગધેડાઓને જોઈને તેણે પૂછ્યું, 'પેલા જાનવરો ક્યાં ગયાં ?'

ગધેડાએ કહ્યું, 'અહીં રહીને સૂકું ઘાસ ખાવા કરતાં બીજા રાજમાં ગઈ રાતે ચાલ્યાં ગયાં.'

કલિયુગે પૂછ્યું: 'અને તમે?'

ગધેડાએ કહ્યું: 'અમે તો અહીં જ રહી ગયાં. અહીં ઠીક છે.'

કલિયુગે કહ્યું: 'વારુ, ત્યારે આપણા રાજમાં ઉકરડા ઘણાં છે.' ત્યારથી ગધેડાને નસીબે સૂકું ખાવાનું રહ્યું.

# શંકર પારવતી.

ભૂજંગોથી વિંટળાએલા અને રાખથી ખરડાએલા, તથા ગળામાં ખોપરીઓની માળાથી સજ્જ થએલા ભગવાન શંકરને જોઈ પાર્વતીજીએ કપાળ ઉપર હાથ પછાડી કહ્યું 'અરેરે, મારા પિતાને કોઈ વર ન મળ્યો ને આવો વરવો વર મળ્યો. અરેરે ! આ કરૂપને જોઈને તો હું લાજી મરૂં છું.'

ભગવાન શંકરે શાંતિનો ધીમેથી ભંગ કરીને કહ્યું કે 'પાર્વતીજી, ભલે ત્યારે જો અમે તમને વરવા લાગતાં



હોઈએ, તો સુખેથી આપ પોતાને પિયર પધારો. અમારે આ વરવો વેશ સારો છે.'

ગમ ખાઇને પાર્વતીજીએ ફેરવી બાંધ્યું, 'નારે! મહારાજ! કાંતો મ્હારા કહેવામાં, અને કાંતો ભગવાનના સાંભળવામાં ફેર થયો. આપ તો સર્વદેવોમાં શ્રેષ્ઠ રૂપવાળા છો. બાકી આ બધી ભૂતાવળ તમને વળગી છે, એટલે તમે મને વરવા દેખાણા. પણ એતો હું અહીં પાંચ દિ રહીશ એટલે એ બધાં ચાલ્યાં જશે.'

# હનુમાનની દેરી.

લોકોની શ્રદ્ધા વધવા લાગી અને હનુમાનજીની માનતા વધવા લાગી. કોઈ હનુમાનજીને તેલ ચડાવે, કોઈ છત્તર, તો કોઈ ધજા ચડાવે. એમ કરતાં તો હનુમાનજીની ઉપર સુંદર મજાની દેરી થઈ. લોકોએ હનુમાનજી ઉપરના પ્રેમને લીધે દેરી ઉપર ચિત્રો દોરાવ્યાં. દેરીના બારણાં રૂપાનાં કરાવ્યાં અને બારણે રૂપાનું તાળું દીધું. લોકો દર શનિવારે દેરી ઉપર દીપમાળ કરે અને દેરી ફરતાં ગરબા લે.

હનુમાનને દેરીના માનની અહંખાઈ આવી. તે કહે, 'હું હઈને દેરી કે એની



મેળાએ દેરી !' ખીજાઈને હનુમાને ભક્તને સ્વપ્નું આપ્યું, 'સાંજ પહેલાં દેરીને પાડી

નાખો. નહિતર ધનોત પનોત કરી નાખીશ.'

ભક્તે બિચારે બીકને લીધે દેરી પડાવી નાખી. હનુમાન દેરી વિનાના થઈ ગયા. પછી તો હનુમાન ઉપર તડકો પડવા લાગ્યો, ધૂળ ઉડવા લાગી, વા વાવા લાગ્યો. પણ હનુમાન શું કરે. એમ કરતાં તો એના ઉપર ધૂળના થર બાધતા થયા. હનુમાન, હનુમાન મટી ગંદો પથરો થઈ ગયો. પછી તો ત્યાંથી નીકળતી ભેંશ એને માથું પણ ઘસે અને......આખરે હનુમાનને થયું કે દેરી હતી તે ઠીક હતી. નાહકની એની અદેખાઈ કરી.

# સાચો વનરાજ.

વહેલી સવારે હજી વનરાજ ઊઠયો ન હતો, ત્યાં એક શિયાળ શોકાતુર ચહેરો લઈ વનરાજની બોડ પાસે આવ્યું ને બારણાં ખખડાવ્યાં.

વનરાજને હળવેથી જગાડતી સિંહણે કહ્યું; 'વનરાજ, પેલું લુચ્ચું શિયાળ પધાર્યું લાગે છે.'

વનરાજે કહ્યું, 'કોઈનો ઘાટ ઘડવા આવ્યું હશે. આવવા દે.'

આસન પર ઠાવકાઈથી બેસી શિયાળે કહ્યું, 'મહારાજ આજ આખી રાત ઊંઘ આવી નહિ, ચિંતામાં ને ચિંતામાં મારા ડોળા બિડાય તો ને!'

સિંહે કહ્યું, 'એવી તે શી ચિંતા!' શિયાળે કહ્યું 'વનરાજ પર, આપના પર

હાથીના ટોળાં આજ સાંજ સુધીમાં તૂટી પડવાનાં છે. આપનો નાશ કરવાની તેઓ રાત આખી વાતો ચલાવતા હતા. તેઓ પણ ઊંઘ્યા જ નથી.'

વનરાજે કહ્યું, 'એમ કે ? ત્યારે હું પણ આખી રાત વનમાં ભટકતો અને જાગતો જ હતો. તારી બખોલ પાસેથી નીકળ્યો ત્યારે તું અને તારાં છોકરાં ટુંટીયાં વાળીને ઘસઘસાટ ઊંઘતાં હતાં, અને હાથીનું તો આખા જંગલમાં ક્યાંઈ નામનિશાન ન હતું. શિયાળભાઈ! શિકાર જોતો હોય તો જાઓ પેલા બાવળ નીચે. ત્યાં પાડાનાં હાડકાં પડ્યાં છે, તે કરડો. એમ હું કાંઈ ઘેલો નથી, કે તમારો ભરમાવ્યો હાથીઓ સાથે લડવા નીકળું."

# શેરડીનો સાંઠો અને મિલનું ભૂંગળું.

નાના એવા શેરડીના સાંઠા તરફ આકાશની સાથે વાતો કરતી મિલની ચીમનીએ કહ્યું; 'અરે ઓ ! ક્ષુદ્ર વેંતીઆ શેરડીના સાંઠા ! ભૂંડો ભૂખ જેવો તારો રંગ જોઈને, હું નવી રંગાએલી હોઈ લાજી મરૂં છું. તારા જેવી સાંઠીકડીઓ ને તે કોણે બનાવી હશે ?'

શેરડીએ કહ્યું; 'હું નાની તો છું, તો પણ મીઠી છું, અને પવનમાં ઉડી પડીશ,



તોયે લોકોને મોઢે જઈશ ને ગળી લાગીશ.
તું ભલેને ઉપરથી ચકચકીત રહી. તારી

અંદરથી તો કાંઈ રસ નથી નીકળતો પણ કાળો ધૂમાડો નીકળે છે. અને તું પડીશ ત્યારે પાંચ પચ્ચીશ છાપરાં દાબી દઈશ તે વળી વધારામાં.'

અભિમાન ભરી ચમનીએ થોડાક ધૂમાડા વધારે કાઢયા.

# મોર અને ઢેલ.

પક્ષીઓની સભામાં જતી વખતે રોજ મોર અને ઢેલને ચડભડાટ થાય. ઢેલ કહે, 'આ તમારા પીંછાનો તે કાંઈ ભાર છે? જ્યાં જવું હોય ત્યાં વાર ને વાર. પીંછાને ભારે ઝટ હલાય તો ના?'

મોર મનમાં રોજ વિચાર કરે કે આ ઢેલને ખબર નથી કે પીંછાઓને લીધે પંખીઓની સભામાં ગણના છે, અને સભામાં જવાનું મળે છે.

એક દિવસ ઢેલે બહુ ટક ટકારો કર્યો. મોર કહે, 'ત્યારે આ પીંછા કાઢી જ નાખું તો?' ઢેલ કહે, 'તો તો તમારો જ પાડ.'



મોરે પીંછાં કઢાવી નાખ્યા. હોંશે હોંશે ઢેલે તે ખેંચી નાખ્યાં.

પછી બન્ને જણ સભામાં ગયાં. કોઈ ઊભું એ ન થયું, ને કોઈએ માન પણ ન આપ્યું. બધાં કહે, 'આવા નપરોગા સભામાં ન આવતા હોય તો કેવું સારું.'

ઢેલ ઢીલી ઘેંસ જેવી થઈ ગઈ પણ પીંછાં ગયાં પછી કરે શું?

# જેવાં હોય તેવાં ઝળકે.

મંદિરમાં શયનના દર્શન પછી લક્ષ્મી-નારાયણ પોઢી ગયાં. બીજા નાના દેવો અને આયુધો પણ ઊંઘવા લાગ્યાં.

એક નાની એવી ઊંદરડી ઊંચેથી ઊંઘતાં શંખ ઉપર પડી, અને શંખ ચક્ર ઉપર દડયો.

ચક્રે પડખું ફેરવતાં કહ્યું, 'આ શંખ તો શંખ જ રહ્યો. અત્યારેય કોણી મારે છે.'

શંખે ગુસ્સામાં આવી કહ્યું; 'કેમ કંઈ ચક્રમ થઈ ગયો છે કે શું? વાંકતો

ઊંદરડીનો છે. જરાક આંખ ઉઘાડીને બોલતો ખરો.'

ભગવાનના હાથની ગદા કહે, 'એ શંખ છે જ એવો. એનો તો ગદાથી ભાંગીને ભૂકો કરવો જોઈએ.'

આરતી અને ટોકરી કહે, 'શંખનું નામ લીધું છે તો તમારી વાત તમે જાણ્યાં. સાવ નકામો આ શંખ અહીં પડયો પડયો તુલસીના પાન અને ચંદન ખાય છે. આરતી વખતેય કામનો નથી.'

ચક્ર કહે, 'ભાળ્યો એ શંખ. ગધેડા જેમ ભૂંકીને કાન તો ફોડી નાખે છે.'

લક્ષ્મીજીએ નારાયણને હળવે રહીને

કહ્યું; 'મહારાજ, જૂઓ તો આ તમારા સેવકો. તમારા ચરણે રહેવાવાળા.'

નારાયણ કહે, 'લક્ષ્મીજી, ચરણે રાખ્યા તેથી શું થયું, જેવાં હોય તેવાં ઝળકેના. તમે તમારે સૂઈ જાઓ.'

બધાં ચૂપચાપ થઈ ગયાં.

# વરઘોડો.

વરઘોડો જતો હતો. કુંભારવાડે પડેલાં હાંડલાને થયું કે આપણે તે જોવા જઈએ. પણ વરઘોડો દૂર હતો. લોકો તો ઝાડપર ચડીને જોતાં હતાં. હાંડલાંઓથી ઝાડપર શી રીતે ચડાય ? એક બુદ્ધિશાળી હાંડલાએ કહ્યું, 'એક ઉપર એક, એમ ગોઠવાઈ જઈએ ને ઉતરડ બનીએ તો એક જણ તો પૂરેપૂરું જોઈ શકશે, ને બીજાને તેની વાત કહી સંભળાવશે. તુરતા તુરત ઉતરડ ગોઠવાઈ ગઈ.

વરઘોડો જોઈ સૌથી ઉપરનું નાનું હાંડલું તાળીઓ પાડવા લાગ્યું. તેને ખૂબ

ખુશી થતું જોઈ સૌથી નીચેનું હાંડલું ખીજાયું. હું સૌનો ભાર ઝીલું છું અને બધાં વરઘોડો જુએ છે! તે આમ તેમ નમ્યું, અને કડ્ડડ્ડભૂસ બધાં હાંડલાં નીચે પડયાં. બધાં હાંડલાં ભાંગીને ભૂકો થઈ ગયાં અને સાથે મોટું હાંડલું પણ તૂટી ગયું.

# ઘરડો અને જુવાન બૂટ.

રસ્તાપર રઝળતો સડેલો જોડો, બૂટ પહેરીને જતા એક જુવાનને ઠેબે આવ્યો.

બિચારા ઘરડા અધમુવા સડેલા જોડાને બહુ લાગ્યું અને તે બોલ્યો—અરે! ઓ જુવાન બૂટ, જરા જોતો ખરો. આ મારી કેડને કળ વળી ગઈ. તારી અણી મને બરાબર પડખામાં વાગી છે.

બૂટે રોફમાં કહ્યું, 'તે રસ્તામાં શા માટે પડયો છે? બાજુપર રહેતો હો તો પછી કોણ ઠેલે?'



સડેલા જોડાએ કહ્યું, "બાપુ, એકવાર હું તારીજ જેમ અભિમાનથી ચાલતો હતો અને આવીજ રીતે મેં એક જોડાના પડખામાં લાત મારી હતી. આજે મને પસ્તાવો થાય છે.'

બૂટને કંઈક સમજણ પડી હોય તેમ તે ધીમે પગલે વિચાર કરતો કરતો આગળ ચાલ્યો.

# ઢોંગી રાજા.

વનરાજનું રાજ મોટું હતું. પ્રજામાં એનો વખો સારો હતો. વનરાજના વડવાએ શીખવેલું કે 'ભાઈ ભોળા થઈને રાજ ન કરવું. રાજનીતિ એટલે ખોટું સાચું બધું ચાલે.'



વનરાજને આ ગમી ગયેલું. કોઈ વાર તે ખોટાખોટા માંદા પડે ને રાજના કાજ કોકને હાથે કરાવે ને એને અપજશ

અપાવે. કોકવાર બહાનું કાઢી વનની બહાર ચાલ્યો જાય, અને રાજનું કડવું કામ બીજાને માથે નાખી જાય.

વનરાજ પાસે એક ચતુર પણ શિયાળના વંશનો નબીરો બેસે. બેસી બેસીને તેને થયું કે રાજ કરવું એમાં તે શું છે? 'બસ આમ ને આમ વનરાજ સૌને રમાડે છે એમ આપણે પણ રમાડીએ.'

એકવાર વનરાજ પ્રસન્ન હતો તે વખતે નાનું એવું રાજ તેની પાસે માગ્યું અને વનરાજે આપ્યું પણ ખરૂં.

પછી તો વનના એક ભાગમાં શિયાળભાઇનું રાજ ચાલે. બીકણ એટલું જ લુચ્ચું અને લુચ્ચું એટલું જ શિયાળ.

તેણે પણ વનરાજને પગલે રાજ આરંભ્યું. સભાને બનાવે, જોખમદારી ન લે, જ્યારે ત્યારે માંદુ પડે, બહારગામ નાસી જઈ કોકને માથે ઓઢાડે.

પણ આ કંઈ સાચો વનરાજ બહાદુર કેસરી ન હતો. આતો ઢઢળી પડે તેવું શિયાળીયું હતું.

વખત જતાં શિયાળરાજની પ્રજા એના ઢોંગને જાણી ગઈ ને લાગ આવતાં તેને વીંખી નાખ્યું.

# ખડસલિયાના બાપુ.

ખડસલિયાના બાપુ એકાદ ગામડાના બાપુ હતા.

બાપુના ગામમાં એક ઘાંચજો હતો. એનું નામ ધનીઓ. દુકાળમાં ધનીઓ જંગબાર ઊતરી ગયો ને ત્યાં જઈને સારૂં એવું કમાયો. જંગબારમાં સૌ એને ધનજી શેઠ તરીકે ઓળખે.

બાપુ કરમ સંજોગે એકવાર જંગબાર ગયા. બાપુ બંદરે ઊતરતા હતા ત્યાં ધનજી શેઠે એને જોયા.

ધનજી શેઠની લાગવગ કાંઈ જેવી

તેવી નહિ. શેઠે સૌને કહ્યું એ તો ખડ-સલિયાના બાપુ છે. અમારા ગામધણી છે.

બાપુને કસ્ટમમાં, રસ્તે, કોઈ પણ જગ્યાએ તકલીફ પડી નહિ અને ધનજી શેઠના આગ્રહથી બાપુ એક સુંદર એવી હોટેલમાં ઊતર્યા.

બાપુના મનમાં થયું, 'એમ ત્યારે, ખડસલિયાના બાપુની આબરૂ તો દરિયા પાર જંગબાર સુધી પહોંચી છે. નહિતર અહીં આપણો કયો હતો કે આટલી બધી સરભરા કરે. ખડસલિયાનું નામ તો ચારે ખંડ ધરતી ઉપર જાણીતું લાગે છે.'

બાપુને ખબર નહિ કે આ બધું તો

ધનીઓ ઘાંચજાના પ્રતાપે છે. બાપુએ ધનજીશાહને ઓળખેલા નહિ. પહેલાંનો ધનીઓ ઓળખાય એવો નહોતો રહ્યો.



કેટલાક દિવસો પછી બાપુને ધનજી શાહે એક મોટી એવી મિજલસ આપી. સૌ શેઠિયા તથા અમલદાર લોકો ત્યાં આવેલા.

ધનજી શેઠને થયું કે ત્યારે આજ તો પ્રગટ થાઉં અને ભરસભામાં બાપુના ધનીઆ તરીકે ખુલ્લો થઈ બાપુનું માન વધારૂં.'

સભા ચાલતી હતી અને બાપુ પોતાની ખડસલિયાની કીર્તિથી મલકાતા હતા ત્યાં તો ધનીઓ અસલનો ઘાંચજો બનીને આવ્યો અને ખમા કરીને ઊભો રહ્યો.

બાપુ કહે 'એલા સાળા ધનીઆ તું અહીંયાં ક્યાંથી ? તું હજી જીવતો છો ?'

ધનીઓ કહે, 'બાપુ, આ તમારા પરતાપે અહીં મજા કરૂં છું. આ બે બંગલા બાપુના ધનીઆના છે. અહીં તો હું ધનજી શેઠ કહેવાઉં છું. આ મિજલાસ પણ બાપુના ધનીઆએ બોલાવી છે.'

'હેં, ધનજી શેઠ ઈ ધનીઓ ઘાંચજો! સાળા તેં તો છેતર્યા. મારો વસવાયો થઈને તેં આવડી મોટી પાર્ટી આપી? ચાલો એલા આપણે ઊઠી જઈએ.

બાપુ ઊઠયા તો ખરા પણ પછી ઊઠેલાજ રહ્યા. પછી એને કોણ માન આપે ને પાન આપે? બાપુનો ઉતારો ધનજી શેઠે બંધ કરી દીધો ને બાપુ મોટરને બદલે જંગબારની બજારમાં ચાલતા અને એક સ્વાહીલીની હોટલમાં બે પૈસાની ચા પીતા દેખાયા.

# શેઠનો ઘાટી.

એક શેઠને ત્યાં એક ઘાટી નોકર રહ્યો. શેઠ પોતાનું કામ પાર વગરનું સોંપે. એથી ત્રગણું કામ શેઠાણી સોંપે; એમ છતાં રામો સદા આનંદમાં રહે, એ ખાય પી મજા કરે. કામનો તેને થાકે ન લાગે અને કંટાળો પણ ન આવે. તેના મનમાં એવું કદી થાય જ નહિ કે નોકરી છોડી નાસી જાઉં.

એક દિવસ પાડોશના શેઠના ઘાટીએ આ રામાને પૂછ્યું, 'અલ્યા, રામા આખો દહાડો કામ કામ કરીને થાકતો નથી શું ? શેઠ શેઠાણી બન્ને કામ સોંપે એવાં



છે કે કામ કરીને માણસનો જીવ નીકળી જાય.

લખમણે કહ્યું એ બધું સાચું છે. શેઠ શેઠાણીનો બન્નેનો સ્વભાવ મારી પાસે કામ જ લીધા કરવાનો છે; પણ એક વાત એવી છે કે મોટે ભાગે શેઠ શેઠાણી અંદર અંદર કંઈને કંઈ બાબતમાં લડતાંજ હોય છે; અને એટલે જ્યાં સુધી તેઓ લડતાં હોય છે ત્યાં સુધી તેઓ કામ સોંપવાને નવરાંજ થતાં નથી. એકવાર સોંપેલું કામ ખલાસ કરીને મારે તો તેઓની લડવાડ પૂરી થાય નહિ ત્યાં સુધી બેસવાનું હોય છે; અને તેથી મારૂં કામ સાવ થોડું જ રહે છે.

## સાસુ તે સાસુ, વહુ તે વહુ.

વહુ છાણાં થાપતી હતી. થાપતાં થાપતાં તેને ગોખરૂ વાગ્યું અને તેનાથી બોલાઈ ગયું, 'ઓય વોય કાંટો વાગ્યો.'

એટલે બેસી બજર ઘસતાં બાઈજી બોલ્યાં, 'વહુની માએ એને છાણાં થાપતાં એ શીખવ્યું છે? છાણામાં તે કાંટો ક્યાં બેઠો હતો તે વાગે. આ વહુ તે કોણજાણે ક્યાંની યે આવી છે!'

ડોશીએ દીકરાને કાને આ શબ્દો નાખી દીકરાને ભંભેર્યો.

થોડા દિ થયા ને માજી છાણાં થાપવા બેઠાં. થાપતાં થાપતાં છાણમાંથી

એક વીંછી કરડયો, માજી ઓય ઓય કરીને બૂમો પાડવા લાગ્યાં ને તેણે અરધી શેરી ભેગી કરી.

બાજુમાં જ બેઠેલાં વહુએ હળવેથી માંડમાંડ સાંભળે એમ કહ્યું, "બાઈજી. કહોને ત્યારે તમે કયાંનાં આવ્યાં છો તે તમને છાણમાંથી વીંછી કરડયો! ત્યાં છાણમાં તે વીંછીનું શું દાટયું'તું તે તમને કરડવા આવ્યો!"

ડોશીનો દીકરો આ સાંભળી ગયો પણ ડાહ્યો થઈને મૂંગો જ રહ્યો.

# સિંહ ને શિયાળ.

સિંહની કચેરીમાં એક શિયાળીયું બેસતું. આમ તો શિયાળીયું જાણે લુચ્ચું એટલે આમ તેમ કરીને તેણે સિંહની મહેરબાની મેળવેલી.

રોજ સિંહ ભેગું બેસવું ઊઠવું ને ખાવું પીવું, પછી ભલે સિંહનું એઠું જૂઠું મળે; આથી શિયાળના માથામાં રાઈ ચડી.

તેના મનમાં એમ જ થવા લાગ્યું કે તે પોતે જ વનરાજ છે. વનરાજને નામે તે અરધા અરણ્ય ઉપર સત્તા ચલાવવા લાગ્યું. જનાવરો પણ બ્હીએ કે ભાઈ,

એનું નામ ન લેશો; એનું પડખું સિંહ મહારાજનું છે.

અરણ્યની સમગ્ર પ્રજા અરણ્યના હિત ખાતર શિયાળની રીતભાત પસંદ ન કરે પણ કરે શું ?

એકવાર એક બીજો જંગી સિંહ વનમાં આવ્યો અને આ જૂના સિંહને હરાવીને નસાડયો. જૂના સિંહની પડતી થઈ એટલે તેજ ઘડીએ નાનાંમોટાં બધાં જનાવરો શિયાળીયા ઉપર તૂટી પડયાં અને તેને ફાડી ખાધું.

# અદેખાઇ.

મોટા એવા મીનારા પાસે એક નાનો એવો બાવળ ઊગ્યો હતો. અમસ્તો અમસ્તો તે ગણગણ્યો. "જો ને આ આવડો મોટો મીનારો." મીનારા ઉપર બેઠેલ એક કાગડાએ તે સાંભળ્યું.

એટલામાં એક વટેમાર્ગુ નીકળ્યો. મીનારાની ઊંચાઇ સામે જોઈને કહે, 'જો ને આ આવડો મોટો મીનારો. નાહકનો આવડો મોટો તે શું કામ હશે?'

પેલા કાગડાએ ફરીવાર આ સાંભળ્યું. વળી એટલામાં એક ભેંશ નીકળી, ઊંચું

મોં કરી મીનારા સામે જોઈને ભેંશ બોલી, 'જોને આ આવડો મોટો મીનારો, શા માટે લોકોએ એને આવડો મોટો કર્યો હશે!

વળી ત્યાંથી એક કૂતરૂં નીકળ્યું. કૂતરૂં કહે, 'જો ને આ આવડો મોટો મીનારો. એને તો તોડી જ નાખવો જોઈએ.'

આ બધું કાગડાએ સાંભળ્યા કર્યું. કાગડે આખરે મીનારાને પૂછ્યું, 'અરે, ભાઈ, આ બધા આમ શા માટે બોલે છે?' મીનારો કહે, 'બાપુ, એનું કારણ તો એ છે કે આ મારી ઊંચાઈ એનાથી ખમાતી નથી.'

સમાપ્ત.